Laughed at લાફ્ટ્ ઍટ્-મશ્કરી કીધી, હસ્યા.
Trouble ટ્રબલ્-મહેનત.
Having had all his trouble for nothing=તેની મેહેનત સઘળી ફોકટ ગઈ.

## The princess and the pea.

ધિ પ્રિન્સેસ્ ઍન્ડ્ ધિ પી.
શાહજાદી અને વટાણો.

Princess પ્રિન્સેસ્ શાહજાદી.
Pea પી-વટાણો.
Once વન્સ્-એક વખત.
Travelled ટ્રૅવેલ્ડ્-મુસાફરી કીધી.
World વર્લ્ડ્-દુન્યા, પૃથ્વી.
Always ઑલ્વેઝ્-હમેશાં.
Wrong રૉંગ્ -ખોટું, ઉલટું.
Something wrong=કાંઇની ખોડખાપણ.
At length ઍટ્ લેંગ્થ્-આખરે, છેલ્લે સરવાળે.
Real રીઅલ્-ખરી.
Should be શુડ્ બી-થાય.
Fearful ફીઅર્ફુલ્ -ભય ભરેલું, ભયંકાર.
Storm સ્ટૉર્મ્-તોફાન.
Thunder થન્ડર્-ગગડાટ, ગર્જના.
Lightening લાઇટ્નિંગ્-વીજળી.
During ડ્યુરિંગ્-માં.
Knock નૉક્-ઠોકવાનો અવાજ.
Castle-gate કૅસલ્-ગેટ્ -કિલ્લાનો દરવાજો.
Went વેન્ટ્-ગયો.
State સ્ટેટ્-હાલત.
Weather વેધર્-હવા; રૂતુ.
Was dripping વૉઝ્ ડ્રિપિંગ્ -ટપકતું હતું.
Clothes કલોધ્ઝ્-કપડાં.
At the toes=અંગુઠા ઉપર.
Heels હીલ્ઝ્-એડી.
Thought થૉટ્-વિચાર્યું.
Bed room બેડ્ રૂમ્-સુવાનો ઓરડો.
Bedding બેડિંગ્-બિછાનું.
Laid લેડ્-મુકયો.
Sacking સૅકિંગ્ -ખાટલા સાથે ગઠેલું તાપડું.
Bedstead બેડ્સ્ટેડ્ --ખાટલો.
Piled પાઇલ્ડ્-ઢગલો કીધો.
Soft સૉફ્ટ્-નરમ.
Wool વુલ્-ઉન.
Lay લે-સુતી.
Scarcely સ્કેર્સ્લિ-કદાચ, કવચિતજ.
Closed કલોઝ્ડ્-મીચી; બંધ કીધી.
Something સમ્થિંગ્-કાંઈ ચીજ.
Hard હાર્ડ્ -કઠણ.
Black & blue=ઘણી દલગીર.
Dreadful ડ્રેડ્ફુલ્-ભયંકર.
Clear કલીઅર્-સ્પષ્ઠ; ખુલ્લું.
Since સિન્સ્-કારણકે.
Had felt હેડ્ ફેલ્ટ્-લાગ્યો હતો.
Feather ફેધર્-પીંછાનાં, રૂવાંનાં.
But બટ્-સિવાય.
Feeling ફીલિંગ્-લાગણી.

Married મૅરિડ્-પરણ્યો.
Case કેસ્-પેટી; દાબડી.
Unless અનૂલેસ્-શિવાય, જો.
Has stolen હેઝ્ સ્ટોલન્--ચોરીગયું છે.

## The goose and the golden eggs.

ધિ ગુઝ્ ઍન્ડ્ ધિ ગોલ્ડન્ એગ્ઝ્.
હંસણી અને સોનાનાં ઇડાં.

Goose ગુઝ્-હંસણી.
Golden ગોલ્ડન્-સોનાનાં.
A great deal=ઘણોજ.
Wonderful વન્ડરફુલ્-અજાયબ જેવું.
That had ever lived=જે કદી જનમ્યું હતું. [એબ જેવું.
Strange સ્ટ્રેન્જ્-નવાઇ જેવું, અજા-
Shining શાઇનિંગ્ ચકળતું, પ્રકાશતું.
Carefully કે'રફુલિ-સાવચેતીથી, સંભાળથી.
Iron box=લોઢાની પેટી.
Added ઍડેડ્-વધારો કીધો; ઉમેર્યું.
Pile પાઇલ્-ઢગલો; જથ્થો.
Wishful વિશ્ ફુલ્-આતુર, ખાહેસમંદ; ઈચ્છાથી ભરેલો.
Wait વેટ્-ખોટી રહેવું, થોભવું.
Growing higher & higher=વધારે ને વધારે મોટો થતો.
Rubbed રબ્ડ્-ઘસતો. [થી તવંગર.
Richest રિચેસ્ટ્-સૌથી માતબર, સૌ-
Greedy ગ્રીડિ-લોભી.
Body બૉડિ-શરીર.

Any longer=વધારે વખત સુધી.
Killed કિલ્ડ્-મારી નાખ્યું.
There were none to be found =કાંઈ મળ્યું નહિ.
Foolish ફુલિશ્-મૂર્ખ, બેવકુફ.

## Poetry for recitation.

મોઢે બોલવાની કવિતા.

## The two little kittens.

ધિ ટૂ લિટલ્ કિટન્ઝ્-બે નાનાં બિલાડીનાં બચ્ચાં.

Kittens કિટન્ઝ્-બિલાડીનાં બચ્ચાં.
Stormy સ્ટૉર્મિ-તોફાની.
Began બિગૅન્-શરૂ કીધું. [સ્વાને.
To quarrel ટૂ કવૉરલ્ --કજીઆ ક-
Fight ફાઇટ્ -મારામારી.
Strife સ્ટ્રાઇફ્-કજીઓ.
I'll have આઇલ હૅવ્-હું લઈશ.
Bigger બિગર્-વધારે મોટી.
Woman વુમન્-બાઇડી.
Shan't have=shall hot have મળશે નહિ.
Seized સીઝ્ડ્ --પકડી.
Sweeping સ્વીપિંગ્-કચરો કાઢવાની.
Broom બ્રુમ્ --સાવરણી. [કાઢયાં.
Swept સ્વેપ્ટ્ -હાંકી કાઢયાં. ઝાટકી
Ground ગ્રાઉન્ડ્-જમીન.
Frost ફ્રૉસ્ટ્-હિમ; ઠાર.
Snow સ્નો-બરફ. [ગાએ નહિ.
Nowhere નોવે'ર્-કેડે નહિ, કોઇ જ-
Mat મૅટ્--સાદડી.

Finished ફિનિશ્ટ--પુરૂં કીધું.
Crept ક્રેપ્ટ--દાખલ થયા.
Quiet ક્વાએટ--ચુપચુપ, મુગાંમુગાં.
Mice માઇસ--ઊંદરો.
Wet વેટ--ભીનું.
Cold કોલ્ડ--ઠંડાં. [થાય.
It would be better=વધારે સારૂ
To lie down ટૂ લાઇ ડાઉન--સુવું.

## Welcome, little robin.
( વેલ્કમ, લિટ્લ્ રૉબિન )
ભલે પધાર, નાના રૉબિન.

Several સેવરલ--કેટલીક.
Fed ફેડ્ ખવાડયું.
Welcome વેલ્કમ્--ભલે આવ.
Scarlet સ્કાર્લેટ્--ચળકતી-લાલ.
Breast બ્રેસ્ટ--છાતી.
Winter વિન્ટર્--શિઆળો.
Hopping હૉપિંગ્--કુદતો.
Carpet કાર્પેટ્--ગાલિચો.
Picking પિકિંગ્--ઉંચકતો.
Story સ્ટોરિ--વારતા. [બચ્ચાં.
Orphans ઑર્ફન્ઝ્ --માબાપ વગરનાં
Sleeping સ્લીપિંગ્--ઉંઘતાં.
Wood વુડ્--જંગલ.
Lying લાઇંગ્--પડેલાં.
Pale પેલ્--ફિક્કાં.
Still સ્ટિલ્--શાંત, મુવેલાં.
Strew સ્ટ્રયૂ--પાથરયાં.
Leaves લીવ્ઝ્--પાંદડાં.
Bill બિલ્--ચાંચ.
Whether વેધર્--જો; અગર.

Gift ગિફ્ટ--બક્ષેસ. [શક્તિ.
Speech સ્પીચ્--વાચા; બોલવાની
Teach ટીચ્--શિખવવું.
Trust ટ્રસ્ટ--ભરૂસો-વિશ્વાસ રાખવો.
Blessings બ્લેસિંગ્ઝ--આશીરવાદ.
Richly રિચ્લિ--પુષ્કળ; પુરતી રીતે.
Father ફાધર્ --(આકાશી) પીતા; ઈશ્વર, ખોદા.

## The child and the bird.
(ધિચાઇલ્ડ્ ઍન્ડ્ ધિ બર્ડ્)
બચ્ચું અને પક્ષી.

Ready રેડિ--તૈયાર.
Green ગ્રીન્--લીલું.
Bring બ્રિંગ્ -લાવવું.
Ripe રાઇપ્--પાકાં.
Dew ડયૂ--દવ.
Thanks થૅંક્સ્--ઉપકારો, આભારો.
Maiden મેડ્ન્--કુમારીકા.
Care કે'ર્--સંભાળ; કાળજી. [રેલો.
Snug સ્નગ્ --સુખવાસી; સગવડ ભ-
Oak-tree ઓક્ ટ્રી--ઓકનું ઝાડ.
Are burried આર્ બેરિડ્ --ઢંકાઇ
Ice આઇસ્--આઈસ, બરફ. [ગયાં છે.
Stay સ્ટે--રહે.
Nay ને--ના,
Warmer વૉર્મર્--વધારે ગરમ.
Spring સ્પ્રિંગ્--વસંતરૂતુ.
Returns રીટર્ન્ઝ--પાછી આવે છે.
Pattering પૅટરિંગ્--ટપટપ પડતો; સરસર કરી પડતો.
Who'll guide?=who will guide?

=કોણ રસ્તો દેખાડશે.? [ચુકશે.
You'll lose=you will lose=તું
Free ફ્રી--સ્વતંત્ર, છુટું. [વાડે ઉડતાં.
Chasing ચેઝિંગ --પુંડે ઉડતાં, પછ-
Everywhere એવરિ વેર્--દરેક ઠે
કાણે, દરેક જગાએ.

## The boy who told a lie.

( ધિ બૉય્ ટુ ટોલ્ડ્ એ લાઈ )
છોકરો જે જુઠું બોલ્યો.

Lie લાઇ--જુઠું.
Pale પેલ્--ફીકી.
Sad સૅડ્--ઉદાસ, દલગીર.
Wicked વિકેડ્--પાપી, ખરાબ.
Silent સાઇલન્ટ્--મુગીમુગી.
Tear ટીઅર્--આંસુ.
Gentle જેન્ટલ્--નમ્ર, રાંક, માયાળુ.
Winning વિનિંગ્ -ખુશકારક;દીલજી-
Alone ઍલોન્--એકલો. [ની લે એવો
Window વિન્ડો--બારી.[લાગ્યું હતું.
Was stained વૉઝ્ સ્ટેન્ડ્ --કલંક
Sob સૉબ--ડસકાં ખાતો.
Kiss કિસ્--બોકી, ચુમી.
Denied ડિનાઇડ્--ના પાડી.
Promise પ્રોમિસ્--કબુલાત, વચન.
Sigh સાઇ --દસકું.
Bade બૅડ્--ફરમાવ્યું; કહ્યું.
Kneel નીલ્--ઘુંટણીએ પડવું.
Prayed પ્રેડ્ --પ્રાર્થના કીધી; બંદગી
કીધી; સ્તુતી કીધી.

## Which loved best ?

( વિચ્ લવ્ડ્ બેસ્ટ્ )
કોણ સૌથી સરસ ચહાતું ?

John જૉન્--છોકરાનું નામ.
Forgetting ફરગેટિંગ્--ભુલી જતાં.
Work વર્ક્--કામ.
He was off=તે દોડી ગયો.
Left લેફ્ટ્--રહેવા દીધું.
Rosy રોઝિ- ગુલાબી રાતા ગાલવાળી.
Nell નેલ--છોકરાનું નામ.
Tongue ટંગ્--જીભ. [ગઇ.
Teased ટીઝ્ડ --ખીજવાઈ, ચીરડાઇ
Pouted પાઉટેડ્ --મ્હોડું ચડાવીને
બેઠી, ઠોબરો ચઢાવ્યો.
Rejoiced રિજૉઇસ્ટ્--ખુશી થઈ.
School does not keep=નિશાળ
નથી; નિશાળે જવું નથી.
Rocked રૉકટ્--હીંચવાલી.
Babe બેબ્-બાળક, બચુ. [ગયું.
Fell asleep =ઉંઘમાંપડયું, ઉંઘી
Softly સૉફ્ટિલ--ધીમેથી.
Fetched ફેચ્ટ્--આણી; લાવી.
Broom બ્રૂમ્--સાવરણી. [કાઢી.
Swept સ્વેપ્ટ્ --કચરો કાઢયો, વાળી
Floor ફ્લોર્ -પાટીઆની જમીન,ભોં-
Tidied ટાઇડિડ્--સાફ કીધો. [ય.
Busy બિઝિ--ઉદ્યોગી; મેહેનતું.
Happy હૅપિ--સુખી.
Helpful હેલ્પફુલ્--મદદગાર.
Guessed ગેસ્ટ્ --સમજી ગઈ, શોધી
કાઢયું, અટકળ કીધી.
Really loved her best=ખરી રી-
તે તેણીને સૌથી સરસ ચહાતું હતું.

# ન્યુ રોયલ નંબર ૧ લાના.

# પાઠોનો ગુજરાતી તરજુમો.

## DOG SHAGGIE.

## શૅગિ નામનો કુતરો.

૧. એક નાની છોકરી પાસે એક કુતરો હતો, કે જે તેને અતીશય વાહાલો હતો. તે તેને શૅગિ કહેતી. તેણીએ તેનું આ નામ પાડવું તેનું કારણ એ કે તેના ઉપર ખડબચડું અને ગુચ્છાવાળું વાળનું ઢાંકણ હતું.

૨. પોતાની નાની શેઠાણીના એક બોલે અથવા એક અણસારે તે તેણીનો હુકમ અમલમાં લાવવા દોડી જતો. કોઇ પણ દિવસ તેને બીજીવાર કહેવાની જરૂર પડતી ન હતી.

૩. તે ઘણો સારો કુતરો હતો, અને તેણીએ તેને ઘણા ચાળા કરતાં શીખવાડયું હતું. તેમાંના એક (ખેલ અથવા ચાળા) વિશે ચાલો હું તમને કહું.

૪. જ્યારે તેણીને, તે કુતરાને રોટલીનો અથવા પુરીનો કડકો આપવો હોય ત્યારે તે શૅગિ સાથે આ પ્રમાણે વાત કરતી:—

૫. "હવે, સાહેબ, જ્યાં સુધી હું એક, બે, ત્રણ કહું, ત્યાં સુધી ઉભા રહો. અને મારા સામું જુઓ. જો તમારે આ પુરીનો કડકો જોઇતો હોય તો જ્યારે હું એક કહું ત્યારે તમે હાલશો નહીં.

૬ "પછી, વળી, જ્યારે હું બે કહું ત્યારે તે લેવા સારૂ તમે કુદશો તે નહીં ચાલે. "હવે બીલકુલ શાંત ઉભા રહો, અને મારા સામુ જુઓ, સારા કુતરા! સારા કુતરા;—એક, બે, ત્રણ!"

૭. શૅગિ, જ્યાં સુધી પોતાની શેઠાણીને 'ત્રણ' શબ્દ કહેતાં સાંભળે ત્યાં સુધી કદી પણ હાલતો નહીં; પછી તે એકદમ કુદતો અને તે નાની છોકરીના

હાથમાંથી પુરીનો કડકો મેળવતો.

૮. તે સારો કુતરો હતો. જેમ ફૅંગિ રાહ જોતો, તેમ જ્યાં સુધી ચીજો આપવામાં આવે ત્યાં સુધી નાના છોકરાઓએ અને છોડીઓએ તે કુતરા (ના દાખલા) ઉપરથી રાહ જોતાં શીખવું જોઇએ.

---

## THE TWO WHITE RABBITS.

## બે ધોળાં સસલાં.

૧. એક દિવસે નાના હેન્રિને બે ધોળાં સસલાંની ભેટ મળી, એક મોટું સસલું હતું, અને બીજું નાનું હતું.

૨. તેઓને લાકડાના બનાવેલા એક નાના ઘરમાં મુકવામાં આવ્યાં હતાં. સસલાના ઘરને શું કહે છે તે તમે જાણોછો ? તેને 'હચ' [એટલે સસલાનું પાંજરૂં ) કહે છે.

૩. એક દિવસે તે પાંજરાનું બારણું ઉઘાડું રહી ગયું હતું, અને તેથી સસલાં બહાર નીકળી ગયાં. કાંઇ ખાવાનું શોધવાને તે બંને વાડીમાં દોડી ગયાં.

૪. સુંદર ટર્નિપ છોડવા અને ગાજરથી ભરેલી એક મોટી ટોપલી થોડે દુર પડી હતી. તે સસલાં તે તરફ દોડયાં, અને સઘળાં લીલાં પાદડાં ખાઇ જવા માંડયાં.

૫. અહિં તેઓ ટોપલી આગળ ( ઉભાં ) છે. તમે તેમને જુઓ છો ? તે મોટું સસલું પોતાના પાછલા પગપર બેઠું છે, અને ટોપલીના મથાળે પુગ્યું છે

૬. જુઓ ! તેણે એક ટર્નિપનો છોડવો ખેંચી કાઢયો છે તે જમીન પર ( પડયો ) છે, અને તે નાના સસલાને એક લીલું પાંદડું મળ્યું છે.

૭. ઠીક થયું કે તે મોટા સસલાએ આ ટર્નિપનો છોડવો નીચે ખેંચી પાડયો, કારણકે નાનું સસલું ટોપલીના મથાળા સુધી પહોંચી શકત નહીં.

૮. આવી રીતે મોટા સસલાએ નાનાને મદદ કરી. આજ પ્રમાણે છોકરા અને છોકરીઓએ પોતાના ખાણા વખતે કરવું જોઇએ. તેઓએ નાનાંને પેહેલી મદદ કરવી જોઇએ.

---

# THE MERRY MICE.

## (આનંદી ઉંદરો.)

૧. આનંદી ઉંદરો દિવસે પોતાના દરોમાં ભરાઇ રહેછે અને સંતાઇ જાય છે; પણ જ્યારે રાતરે ઘરમાં શાંતી પ્રસરઇ રહે છે, ત્યારે તે ખંદાં પ્રાણીઓ રમવાને બહાર નીકળી આવે છે.

૨. તેઓ ખાવાનું મુકવાની છાજલી ઉપર ચઢી જાય છે, અને પોતાની મરજીમાં આવે તે સઘળી ચીજોનો સ્વાદ લેછે; અને મલાઇ કરવા સારૂ દુધ મૂકેલું હોય છે તે તેઓ પીએ છે, અને રોટલી તથા પનીર કરડ કરડ અવાજ કરીને ખાય છે.

૪. પણ જો ભાગ જોગે તેઓ બિલાડીને બોલતી સાંભળે છે. તો તેમની ઉજાણી જલદીથી પુરી થઈ જાય છે; પોતાથી જેટલી ઝડપથી દોડાય તેટલી ઝડપથી તેઓ સંતાઈ જવાને દોડી જાય છે.

---

# LIIY AND HER PET IAMB.

## (લિલિ અને તેણીનું માનીતું ઘેટાનું બચ્ચું.)

૧. લિલિની પાસે એક ઘેટાનું બચ્ચું છે. કે જે તેણીનું પોતાનું જ છે, કારણ કે તેણીના બાપે તેણીને તે આપ્યું છે. તેણી તેના તરફ બહુ માયાળુ છે; અને જ્યારે તેણી બહાર જાય છે, ત્યારે તે ઘેટાનું બચ્ચું નક્કી તેની પાછળ પાછળ જાય છે ( પૂંઠે પડેછે. )

૨. તેણી તેને ડેઝિ કહીને બોલાવે છે. તે ઘેટાનું બચ્ચું પોતાનું નામ જાણે છે, અને જ્યારે લિલિ 'ડેઝિ, ડેઝિ,' કરીને બોલાવે છે, ત્યારે તે તેણીની પાસે દોડી જાય છે. જ્યારે લિલિ નિશાળેથી ઘેર આવે છે, ત્યારે તે બંને દોડવાની ઘણી સરતો રમે છે.

૩. એક વખતે પોતાની માની સાથે લિલિ ઘણાં અઠવાડીઆં સુધી ઘેરથી દુર ગઇ હતી. જ્યારે તેણી ઘરમાં નહોતી ( પરદેશ ગઈ હતી ) ત્યારે,

બીજાં ઘેટાંનાં બચ્ચાં સાથે લિલિને એક ખેતરમાં ચરવા મૂકવામાં આવ્યું હતું.

૪. જ્યારે લિલિ ફરીથી ઘેર આવી ત્યારે, ઘણું કરીને પહેલ વેહેલી જે ચીજ તેણીએ કરી તે એ હતી કે પોતાના માનીતા ઘેટાને શોધવા મંડી. ઘેટાને તેણીએ વાડામાં દીઠું નહીં, તેથી પોતાના વહાલા ઘેટાના બચ્ચા વિશે પોતાના બાપને પુછવા દોડી ગઇ.

૫. તેણીના બાપે કહ્યું, 'ડેઝી પેલી નેળને છેડે ખેતરમાં છે.' ઘેટાનું બચ્ચું પોતાને ઓળખે છે કે નહીં તે જોવાને લિલિ ખેતરમાં દોડી ગઇ.

૬. તે નાની છોકરીએ બુમ પાડી, 'ડેઝિ ડેઝિ;' અને એક ક્ષણમાં તે ઘેટાનું બચ્ચું કુદવા અને તેણીની પાસે દોડી આવવા લાગ્યું.

૭. જ્યારે લિલિ પરદેશ ગઇ હતી તે દરમ્યાન તે બચ્ચું બહુ મોટું થઈ ગયું હતું, પણ પોતાની નાની શેઠાણીને તે ભૂલી ગયું નહોતું.

૮. તે તરતજ લિલિની પાસે આવી પહોંચ્યું, અને ખુશી થઈને પોતાનું ગાથું તેણીના ખભા ઉપર મૂક્યું. લિલિ પણ ડેઝિને જોઇને તેટલીજ ખુશી થઇ, અને ચિત્રમાં તમે જુઓ છો તેવી રીતે પોતાના હાથ તેના ગળાની આસપાસ નાંખ્યા.

૯. ખેતરમાંનાં બીજાં ઘેટાનાં બચ્ચાં લિલિને પોતાની પાસે આવવા દેતાં નહીં. તેઓ સઘળાં તેણીની પાસેથી દોડી જતાં; પણ ડેઝિ વધારે સારી રીતે જાણતું, અને બીહીતું નહીં.

---

## FAN AND HER PUPS.

## ( ફૅન અને તેણીનાં બચ્ચાં. )

૧. "લ્યુસિ! આગ આવીને જો, ફૅનની પાસે શું છે," એમ મોટેથી બોલતો હેરિ ઘરમાં દોડયો.

૨ પોતાના ભાઇને બોલાવતો સાંભળીને લ્યુસિ તેની પાસે ગઇ. પછી તે તેણીને વાડામાં થઇને તબેલામાં લઇ ગયો. ત્યાં આગળ ચાર સુંદર, નાનાં, કાળાં, અને ધોળાં બોટીલાં સાથે ફૅન ઘાસમાં પડી હતી.

૩ લ્યુસિએ તેમની સાથે રમવા સારૂ તેમને ઘરમાં લેઈ જવાને ઇચ્છયું પણ હેરિએ તેણીને તેમાંના એકને પણ અડકવા દીધી નહીં.

૪ તેણે કહ્યું. "થોડા દિવસ સુધી રાહ જો. પછી તેઓ દેખી શકશે." લ્યુસિએ કહ્યું "હાલ તેઓ આંધળાં છે?" તેણીના ભાઇએ કહ્યું, "જ્યાં સુધી નવ દિવસનાં થાય ત્યાં સુધી સઘળાં કુતરાં આંધળાં હોય છે."

૫. ભોટીલાં દેખી શકતાં થયાં, કે તરતજ હેરિ અને લ્યુસિ ઘાસમાં (પડેલાં) તેમને જોવાને તબેલામાં ગયાં.

૬. જયારે તે છોકરાં તબેલામાં ગયાં, ત્યારે તે નાનાં પ્રાણીઓમાંના એકને પોતાની માની પાસે પાછું દોડી જતાં જોયું. તે ઘાસમાં આમ તેમ ચાલતું હતું.

૭. પોતાના બચ્ચાને જોઇને તે કુતરી ખુશી થઇ, કારણ કે પોતાની નજર આગળથી તે દુર થાય તે તેણીને પસંદ નહોતું.

૮. તેમને (ભોટીલાંને )એક ટોપલીમાં મુકીને, પોતાની માને બતાવવાને તેમને લ્યુસિ ઘરમાં લઇ ગઇ.

૯. જ્યાં સુધી પોતાની મા વગર તે નાનાં ભોટીલાં આમ તેમ દોડી શકે તેવાં થયાં ત્યાં સુધી તેમને જોવા સારૂં તે છોકરાં હમેશાં જતાં.

---

## MY NAME.

### ( મારૂં નામ. )

૧. વાડીના એક ભાગને નિશાની કરવામાં આવી અને તેની આસપાસ એક વાડ કરવામાં આવી, અને જ્યૉર્જને કહેવામાં આવ્યું કે "આ નાની વાડી તારી પોતાનીજ થશે" (તેને પોતાનેજ માટે કરવાની હતી.)

૨. તેણે પૂછ્યું "પણ લોકો કેમ જાણશે કે તે વાડી મારી છે? હું મારૂં નામ તેના ઉપર લખી શકું તેમ નથી."

૩. તેના બાપે કહ્યું, "તે ઉપર તારૂં નામ હું લખી શકીશ; અને વસંત ઋતુમાં જ્યારે આપણે બી વાવીશું, ત્યારે હું તે પ્રમાણે કરીશ (લખીશ)."

૪. વસંતઋતુ આવી, અને તેના બાપે થોડાંક બી લીધાં. પછી નાના ક્યારા કેમ કરવા, અને તેમાં બી કેમ વાવવાં તે તેણે જ્યૉર્જને બતાવ્યું.

૫. જ્યારે આ કામ પુરૂં થયું, ત્યારે જ્યૉર્જે કહ્યું, "પણ મારૂં નામ, બાપા!—મારૂં નામ ક્યાં છે? તમે મને કહ્યું હતું કે તારી વાડીમાં હું તારૂં નામ લખીશ" (મારી વાડીમાં મારૂં નામ-તમે લખશો.)

૬. હાથમાં એક લાકડી લઇને, અને જમીન ઉપર થોડીક નિશાનીઓ કરતાં તેના બાપે કહ્યું "તારૂં નામ હું અહીંઆં વાવીને લખીશ."

૭. આ નિશાનીઓમાં તેણે થોડાં બી નાંખ્યાં. અને તેમને ઢાંકી દઇને, તેમને ઉગવા દીધાં.

૮. તેમના ઉપર પાણી રેડવાને અને જે કોઇ નકામા રોપા તે દેખે તે તોડી નાંખવાને જ્યૉર્જ હમેશાં પોતાની વાડીએ જતો.

૯. પણ એક દીવસે, પોતાની વાડીએ જઈ આવ્યા પછી તે ઘરમાં કહેતો કહેતો દોડયો, "મા! મા! તને માલમ છે કે મારી વાડીમાં મને શું જડયું છે?"

૧૦. તેની માએ કહ્યું કે મને ખબર નથી. તેથી તેણે તેણીને કહ્યું કે ત્યાં સુંદર લીલા અક્ષરમાં જ્યૉર્જ શબ્દ છે.

૧૧. ત્યારે તેની માએ તેને કહ્યું કે તારૂં મન પણ એક વાડી જેવું છે કે જેની અંદર દિવસે દિવસે બી રોપાય છે.

૧૨. તેના પાઠ તે બી હતાં. જો તે તે પાઠ શીખે, તો પોતાના કામમાં કોઇ દિવસ તેથી મદદ થઇ પડે. જો તે તે પાઠ શીખે નહીં, તો નકામા રોપાથી ભરપૂર એક વાડી જેવું તેનું મન થઇ જાય.

---

## GOOD NIGHT.
## ( રાતની સલામ. )

૧. નાના બાળક, તારા સુંદર ઘોડીઆમાં તારૂં માથું મુક; તારી આંખો મીંચ, કારણ કે હવે દિવસ અને અજવાળું જતાં રહ્યાં છે; સઘળાં લુગડાં બરોબર ગડી બંધ ગોઠવ્યાં છે, નાના વહાલા બાળક, તને રાતની સલામ છે.

૨. મારા વહાલા, હા, હું સારી પેઠે જાણું છું કે પવન કેટલો બધો ઠંડો

વાય છે; અને શિઆળાના કરા અને વરસાદ બારીના કાચના બારણા ઉપર સડસડ અવાજથી પડે છેઃ પણ તેઓ મારા વહાલા બાળક પાસે અહીંઆં આવી શકે એમ નથી.

૩. કારણકે આ તોફાની રાત પસાર થાય ત્યાં સુધી બારી બરોબર બંધ રાખી છે; અને તારા ઘોડીઆની આસપાસ ગરમ પડદા નાંખી દીધા છેઃ તેથી, જ્યાં સુધી પ્રકાશીત સવાર થાય ત્યાં સુધી, વહાલા નાના બાળક, તને રાતની સલામ છે.

---

## COUNT TEN.

## ( દસ ગણો. )

૧. ફ્રેડને પોતાની કાકી તરફથી એક નવી કોદાળી મળી હતી, તે તેણીએ એક દિવસે બીઆંની પેટી સાથે તેને મોકલી હતી.

૨. જેવી તેને તે મળી કે તરતજ, તે ઘરના પાછલા ભાગમાં બાગના પોતાના કડકામાં તે વડે ખોદવા ગયો.

૩. જેઇન તેની સાથે ગઈ, અને તે ખોદતો હતો તે વખતે તેણી તેની પાસે ઉભી રહી, અને તેની સાથે વાતો કરી. તેણીએ બીઆંની પેટી પોતાના હાથમાં રાખી હતી.

૪. જેઇન ફ્રેડ પાસે ઉભી હતી, અને તેની સાથે વાતો કરતી હતી તેવામાં બીઆંની પેટી તેણીએ જમીન ઉપર પાડી નાંખી. પેટીનું ઢાંકણ ઉઘડી ગયું, અને સઘળાં બીઆં બહાર વેરાઈ ગયાં.

૫. બિચારી જેઇન એક ભલી અને માયાળુ છોકરી હતી. તે ઘણી ગભરાઇ ગઇ, અને તેવું તેણીએ ફ્રેડને કહ્યું, પણ ફ્રેડ તેણીની સાથે બોલ્યો નહીં.

૬. તેણી બોલી ઉઠી, " અરે ફ્રેડ, તું મારી સાથે કેમ બોલતો નથી " ?

૭. ફ્રેડે કહ્યું, "હું જ્યાંસુધી દસ ગણું ત્યાંસુધી રાહ જોવાને મેં ઇચ્છયું."

૮. જેઈને કહ્યું "દસ ગણું ! તારો કહેવાનો ભાવાર્થ શો છે ? તેં દસ શા સારૂ ગણવા ઇચ્છયું ? "

ફ્રેડે કહ્યું, " અરે, હું જો કદાપી ગુસ્સો થાઉં તો, હું બોલું તે પહેલાં દસ ગણવાનું કાકીએ મને એક દિવસે કહ્યું હતું. જેઈન, હું જાણું છું કે ઘણી વખતે હું તારા તરફ અવિચારપણે વર્ત્યો છું (હું તારા તરફ અવિચારી થયોછું), અને હું મારી જાતને સુધારવા માગું છું. "

૯. " અરે, ફ્રેડ ! તું કેટલો બધો સારો છું! બીઆંની પેટી પાડી નાંખવામાં મારી મોટી બે દરકારી હતી; પણ જો,મેં પાછાં તે વીણી લીધાં છે. તે આ રહ્યાં. "

૧૦. બીઆંને ભોંયમાં નાંખવામાં આવ્યાં, અને દરરોજ ફ્રેડ અને જેઇન તેમને ઉગતાં જોવાને આવતાં. આખરે નાનાં લીલાં ઘાંસનાં પાતરાંનો એક જથ્થો જમીન ઉપર દેખાઇ આવ્યો, તરતજ સુંદર ફૂલો સાથે તે ઉગી નીકળ્યાં, જેથી તે છોકરાં બહુ ખુશી થયાં.

૧૧. એક અવિચારી શબ્દ બોલો, તે પહેલાં દસ ગણો; અને હજુ પણ જો ગુસ્સો રહે, તો ફરીથી ગણો.

---

## A RACE WITH ROVER.

## ( રોવરની સાથે દોડવાની સરત. )

૧. આર્થરે કહ્યું, " હવે, રોવર, ચાલો આપણે આજણી રમત રમીએ. આપણે હમણાં દોડવાની સરત કરવાના છીએ, આપણે બંનેએ સાથે ઉપડવું જોઇએ. દરવાજાથી તે વાડીને છેડે પેલા ફળ ઝાડ સુધી આપણી સરત છે.

૨. રોવર જાણે એમ કહેતો હોય કે. " તમે જે કહો છો તે હું સમજું છું. અને તમે તૈયાર થશો ત્યારે હું થઈશ," તેમ પોતાના નાના શેઠના ચેહેરા તરફ તેણે ઉંચું જોયું.

૩. કારણ કે, આ કાંઇ પેહેલીજ વારની દોડવાની સરત તેઓએ કરી નહોતી, અને તેથી દોડવાનું શરૂ કરવા બાબત સઘળું રોવર શીખ્યો હતો.

૪. " એક, બે, ત્રણ, અને ચાલો! " બોલતી વખતે હાથેવતી તાળી પાડીને આર્થર બોલી ઉઠયો, અને વાડીને રસ્તે તેઓ એકદમ નીકળી પડયા.

૫. તેઓ સપાટા બંધ આગળ ધસયા જાય છે તે વખતે તેમના તરફ જુ-

ઓ ! તેઓ કેટલી બધી ઝડપથી દોડે છે ! તેમને સાબાશી આપવાને નાના છોકરાઓ ત્યાં આગળ નથી તે કેવી દીલગીરીની વાત છે ? એ બેમાંથી કોણ સરતમાં જીતશે તે બાબત તમે શું ધારો છો ?

૬. ચિત્રમાં રોવર પહેલો છે, અને તેજ પ્રમાણે તે રહેશે; કારણ કે આર્થર ના જેટલીજ ઝડપથી તે દોડી શકે છે, અને તેના તરફ પોતાની નજર પણ રાખી શકે છે.

૭. જ્યારે સરત પુરી થઇ ત્યારે આર્થર બોલ્યો, ભલા કુતરા, તેં મને હાલતો હરાવ્યો છે, પણ ફરીથી મારે પ્રયત્ન કરવો જોઇએ. તેણે ખરેખર ફરી પ્રયત્ન કર્યો, પણ દરવખતે રોવરજ સરતમાં જીતતો હતો.

૮. છોકરાઓએ જાણવું જોઇએ કે તેઓ કાંઇ બધું કરી શકવાના નથી; પણ જે જે કાંઈ તેઓ કરે તે સારી રીતે કરવાનો તેઓએ પ્રયત્ન કરવો જોઈએ.

---

## THE LITTLE GROCER.

## ( નાનો ગાંધી. )

૧. ગાંધીની દુકાન માંડવાની રમત રમવા સારૂ ટિનિ અને પોલિ વાડીમાં ગયાં. ટિનિએ કહ્યું, "હું દુકાન માંડીશ, અને હું જે વેચું તે તું ખરીદવા આવજે. "

૨. પોલિ ખુરશી લેવા ઘરમાં દોડી, અને તેઓ રમવા લાગ્યાં. ટિનિએ એકદમ પોતાની નાની દુકાન સારૂ, સામાનનો જથો એકઠો કર્યો.

૩. કાફીને બદલે રેતી વાપરવામાં આવી. ચાહાને સારૂ પાંદડાં, સાકરના ગાંગડાને બદલે નાના પથરા, અને માખણના લોંદાને બદલે લાકડીઓના કટકા વાપરવામાં આવ્યા. પોતાનો માલ જોખવા સારૂ તેમની પાસે નાની સરખી રમવાની ત્રાજુડીઓ હતી.

૪. જ્યારે સઘળું તૈયાર થયું, ત્યારે વાડીને પેલે છેડે પોલી ગઇ. પછી તે પાછી આવી, અને એક અધોળ સૌથી સારી કાળી ચાહા માગી.

૫. ટિનિએ કહ્યું, "ના, સામટી પાશેરથી ઓછી હું વેચતી નથી, અને

તેના ચાર પેન્સ બેસશે.

૬. તેથી પોલિએ પાશેર સૌથી સારી કાળી ચાહા, પાશેર કારી, અચ્છેર તાજું માખણ, અને શેર સાકરના ગાંગડા માગ્યા.

૭. પછી તેણીએ આની કીમત સુંદર નાની છીપોની કોથળીમાંથી આપી, જે છીપોના તેણીએ પોતાના પૈસા કર્યા હતા.

૮. જ્યારે પોલિએ પોતાના સઘળા પૈસા ખરચી નાંખ્યા, ત્યારે જે ચીજો તેણીએ ખરીદી હતી તેવડે પોતે દુકાન માંડી, અને ટિનિ તે ખરીદવાને આવી.

---

## SKIPPING.

## ( કુદવા વિશે.)

૧. જેવું મેરિએ પોતાનું કુદવાનું દોરડું લીધું અને વાડામાં દોડી કે તરતજ તે બોલી, "હું કેવી કુદી શકુંછું તે જુઓ."

૨. તેણીની માએ પોતાનું કામ મુકી દીધું, અને ખુલ્લા બારણા આગળ ઉભી, અને પોતાની નાની છોકરી કુદવા લાગી તે જોઇ રહી.

૩. એક પછી એક એમ પગલાં મેરી ભરવા લાગી, તેમ તેમ તે ગણતી ગઇ. "એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ." આખરે તેણે વીસ સુધી ગણ્યાં.

૪. પોતાના ગાલ લાલચોળ થઈ ગએલા એવી તે પોતાની મા પાસે દોડી ગઇ, અને બોલી "મા! મા! મેં વીસ પગલાં કુદ્યાં છે ( મેં વીસ વાર દોરડા ઉપર કુદકા માર્યા છે).

૫. તમારે ફરી પ્રયત્ન કરવો જોઇએ. અને વીસથી બમણાં કરવાં જોઇએ. જ્યારે તમારી માફક હું નાની છોકરી હતી, ત્યારે હું તેટલાં અને વળી તે કરતાં પણ વધારે કરી શકતી," તેની માએ કહ્યું.

૬. મેરિએ કહ્યું, "શું તમે કરી શકતાં હતાં? ત્યારે તો હું પણ કરીશ, અને વીસથી બમણાં પોતે કરીશકે ત્યાંસુધી પ્રયત્ન કરવાને તે દોડી ગઈ.

૭. વીસથી બમણાં કેટલાં તમે જાણોછો ? મેરિને તેની ખબર નહોતી. તે

ફકત છના બાર ગણા સુધીજ આંક ભણતી હતી.

૮. જ્યારે તેણીને સાત ગણા (બાર) શીખવાનું આવ્યું. ત્યારે તેણીએ કહ્યું કે પાઠ બહુજ અઘરો છે, અને તે મારાથી નહી થાય.

૯. તેની માએ કહ્યું, "ફરીથી પ્રયત્ન કર. જ્યારે હું નાની છોકરી હતી ત્યારે સઘળા આંક શીખી ગઈ હતી; અને મને ખાતરી છે કે, જો તું પ્રયત્ન કરે, તો તું શીખી શકીશ. જે કાંઈ બીજાએ કર્યું છે તે તું કરી શકીશ."

૧૦. મેરિએ પ્રયત્ન કર્યોજ. તે પાઠ તરતજ શીખાઈ રહ્યો, અને પછી બીજો, ત્રીજો એમ આખરે બે વખત એકથી તે બાર વખત બાર સુધી એકે ભૂલ શિવાય તે બોલી જાય ત્યાં સુધી શીખે ગઇ.

૧૧. તે પછી, તેની મા જ્યારે નાંની છોકરી હતી ત્યારે જે સઘળું તેણીએ કર્યું હતું તે કરવાને મેરિ હમેશાં પ્રયત્ન કરતી.

---

## THE THREE KITTENS.

## (ત્રણ બિલાડીનાં બચ્ચાં)

૧. સ્નોફ્લેક, સ્પૉટિ, અને નાનું બોપીપ, તે સઘળાં સઘડી આગળ મુકવાની કામળી ઉપર ભર ઉંઘમાં પડયાં છે.

૨. તેમની ઘરડી મા પુસિ (બિલાડી) જેમ બને તેમ અડોઅડ પોતાના ત્રણ છોકરાંની બરોબર વચમાં બેઠેલી છે.

૩. પોતાના વાંસાના છેક ઉપરના ભાગ ઉપર લાંબી ભૂરી પટીવાળી તેમની ઘરડી મા પુસિ (બિલાડી) ચળકતી અને કાળી દેખાય છે.

૪. સ્નોફ્લેક પોતાના કાનથી તે પગના અંગુઠા સુધી ધોળું છે, અને બરફના નાના ગોળ દડા જેવું દેખાય છે.

નાનું વહાલું સ્પૉટિ મીંડાંથી, અને નાના કાળા ડાઘા વાળી સફેદ રૂવાંની ચામડીથી ઢંકાએલું છે.

૬. નાનું બોપીપ પીળું અને ધોળું છે; તેની આંખો સ્પાનંદી, આસમાની, અને ચળકાટ મારતી છે.

૭. ઓપીપ, સ્પૉટિ, અને સુંદર સ્નોફ્લેક, તે સઘળાં રાધડી આગળ મુકવાની કામળી ઉપર બરોબર લાગતાં (પડચાં) છે.

૮. ઓપીપને ગળે દોરીથી સજડ બાંધેલો એક દડો છે, જે દડો પીળા અને રાતા ચામડાનો બનાવેલો છે.

૯. દડો રગડી જાય છે. અને તે ત્રણે બિલાડીનાં બચ્ચાં દોડે છે; અને તેમની મા પાસે બેઠેલી છે, અને તે રમુજથી હસે છે.

## A GAME WITH PUSS.

## (બિલાડી સાથે રમત.)

૧. વિલિએ પોતાની બ્હેન મેરિને કહ્યું. " આવ આપણે બિલાડી સાથે રમીએ. તે બોલ્યો તે વખતે, તેણે, પોતાના હાથમાં એક ફુમતું હતું, તેને એક દોરી બાંધી.

૨. પછી તેઓ બિલાડીને શોધવાને સંગાથે નીકળ્યાં. તેમણે તેણીને દીવાનખાનામાં એક પગ મુકવાના બાજઠ ઉપર આડધી ઊંઘતી પડેલી દેખી.

૩. જેજગ્યાએ બીલાડી સુતી હતી, ત્યાં વિલિએ ધીરે રહીને પેલું ફુમતું મુકી દીધું. પછી તેણીની પાસે થઇને તે ધીરેધીરે તે (ફુમતું) ખેંચવા લાગ્યો.

૪. જેવું તે (ફુમતું) હાલવા લાગ્યું કે તરત તે બિલાડીએ પોતાની આંખો ઉઘાડી, અને તે ઉપર નજર ચોંટાડી, પછી તમે ચિત્રમાં જુઓછો તેવી રીતે તે ઉપર બરોબર ધ્યાન રાખવાને અડધી ઊભી થઇ.

૫. આખરે વિલિએ તે દોરડીને એક ઓચિંતો આંચકો માર્યો. એટલે તો જેમ એક ઉંદર ઉપર કુદકો મારે, તેમ મેરિની ખુશી વચ્ચે બિલાડીએ તે બાજઠ નીચેથી ફુમતા તરફ કુદકો માર્યો.

૬. (પણ) વિલિએ તેણીના કરતાં ઘણીજ ઉતાવળ કરી (એટલી ઉતાવળ કરીકે બિલાડી પીંછું પકડી શકી નહીં). તે આને માટે તો રાહ જોઇ રહ્યો હતો, અને તેથી દોરીને એક બીજો આંચકો મારીને, તેણે તેણીના તે ફુમતાને તેણીના પંજાથી દૂર રાખ્યું, અને દોડી ગયો.

૭. પછી તો ગમત શરૂ થઇ, અને તેમની પાછળ બિલાડી સાથે તે છોકરાં

ઓરડીની આસપાસ દોડયાં. આખરે બિલાડીએ ફુમતા તરફ એકદમ કુદકો માર્યો, વિલિના હાથમાંથી તે ખેંચી લીધું, અને તે લઇને દોડી ગઈ.

૮. ઓહો ! તેણીની પાછળ તેઓ કેટલું બધું દોડયાં ! તે પલંગ નીચે દોડી ગઇ, અને પછી મેજ નીચે દોડી ગઇ; પણ આખરે તે (ફુમતા) સાથે તેણી એક ખુરશી ઉપર કુદી પડી, અને વિલિએ તેને ફરીથી પકડી.

---

# THE KETTLE AND HIS FRIENDS.

## ( ચાહદાની અને તેના દોસ્તો. )

૧. હું એક ચાહદાની છું. તમે મને તમારા નાસ્તા, ખાણા, અને ચાહ- વખતે પાણી ઉકાળવાનું કામ કરતી ઘણી વખત જોઇ છે.

૨. તમે મને ઘણીવાર જુઓ છો; પણ હું શાની બનેલી છું તે તમે જાણો છો ? હું તમને કહીશ, હું લોઢાની બનેલી છું; કારણકે લોઢું સખત તાપ ખેં- ચી શકે છે.

૩. આ મારો દોસ્ત કારી પોટ ( કારીનું વાસણ ) છે. તમે જાણો છો કે તે શાનું બનેલું છે ? ના ! ત્યારે તો હું તમને કહીશ. મારો સોબતી કારી રાખવાનું વાસણ ટિનનું (કલાઇના પતરાનું) બનેલું છે.

૪. તે ચુલા ઉપર મારી પાસે બેસે છે. ઘણી વખત હું તેનામાં એવું તો ગરમ પાણી રેડું છું કે જો ફક્ત તે તેને લાગે તો તેટલામાંજ તે દાઝી જાય

૫. હવે તમે મારા બાઇબંધોનું કુટુંબ જોશો. તેમના વગર જેટલી ઉ- પયોગી છું તેટલી ઉપયોગી હોઉં નહીં:

૬. તેઓ આ રહ્યાં, એક મરઘી અને તેણીનાં બચ્ચાંની માફક જ વચ્ચો- વચ તમે ચહા નાંખવાનું વાસણ અને તેની આસપાસ સઘળી બાજુએ પ્યાલા અને રકાબીઓ જોશો કારીનું વાસણ અને ચહા રાખવાનું વાસણ તે બંને મારા મોટામાં મોટા મિત્ર છે (સૌથી વધારે દિલોજાન મિત્ર છે.)તમારી મા મને કાંઇ વારંવાર ભરતી નથી, પણ તેણી તેમાંના એકને અથવા બીજાને મારી સાથે કામ કરવાને લગાડે છે.

૭. મારા બંને મિત્રોને પ્યાલા અને રકાબીઓનો જેટલો ખપ છે તેટલો મારે તેમનો ખપ નથી. પણ હું તેમને વારંવાર જોઉં છું, અને તેઓ શાંનાં બનેલાં છે તે હું જાણું છું. પ્યાલા અને રકાબીઓ માટીના બનાવેલા છે.

૮. હવે મારે તમને બપોરની સલામ કહેવી જોઇએ, કારણ કે પાંચ વાગ્યા છે, અને ચહા સારૂ મારે પાણી ઉકાળવું પડશે.

---

## EDITH'S BIRD BASKETS.

## ( એડિથનિ પક્ષીઓની ટોપલીઓ. )

૧. શિઆળાના એક ઠંડા દિવસે કેટલાંક ભૂખ્યાં પક્ષીઓ એક બારીની પાસે કુદતાં કુદતાં આવ્યાં. અને એડિથ નામની એક છોકરીએ તેમને જોયાં.

૨. તેણીની માએ તે બારી ઉઘાડી, અને રોટલીના થોડા કડકા બહાર નાંખ્યા. તે ભૂખ્યાં પક્ષીઓ તે તરફ ઉડી ગયાં, અને તે સઘળા કડકા ખાઇ ગયાં.

૩. બીજે દિવસે એડિથની માએ ત્રણ નાની ટોપલીઓ ખરીદી અને તે તેણીએ તેને આપી. તે નાની ટોપલીઓ હતી, અને દરેક ટોપલી નાના પ્યાલા કરતાં વધારે મોટી નહોતી.

૪. તે ટોપલીઓમાં બીઆં અને રોટલીના કડકા ભરવામાં એડિથે મદદ કરી પછી તેણીની માએ તે ટોપલીઓને તે બારી પાસેના એક ઝાડની ડાળીઓ ઉપર લટકાવી તે જોવા તેણી ગઇ.

૫. ઘણો વખત થયો નહીં એટલામાં તો ( થોડાજ વખતમાં ) પક્ષીઓ આવ્યાં અને ટોપલીઓમાંથી ખાવા મંડયાં, અને એડિથ તેમને જોતી બારીએ ઉભી રહી.

૬. એડિથ તે ટોપલીઓને હમેશાં ભરતી. અને પક્ષીઓ તે ઝાડ ઉપર આખા શીયાળામાં આવતાં હતાં. તેઓ એટલાં તો હળી ગયાં કે તેઓ ઝાડ ઉપરથી ઉડી નીચે આવે. અને વગર બીકે તેણીના પગ આગળ આમ તેમ કુદે.

૭. આખરે વસંત રૂતુ આવી અને પક્ષીઓ જતાં રહ્યાં. હવે બરફ જમીન ઉપરથી જતો રહ્યો હતો. અને તે નાનાં પ્રાણીઓને પોતાને સારૂ જંગલો અને

ખેતરોમાં પુષ્કળ ખોરાક જડી શકતો.

૮. એડિથ તે પક્ષીઓને લાંબા અને ઠંડા આખા શીયાળામાં મદદ કરી-શકી તેથી તેણી બહુ ખુશી થઇ.

૯. તેણીએ તે નાની ટોપક્ષીઓને ઝાડ ઉપરથી નીચે ઉતારી, અને શિયાળો પાછો આવે ત્યાં સુધી તેમને કોરાણે મુકી છાંડી.

---

## MY TAME OWL.

## (મારૂં પાળેલું ઘુવડ.)

૧. એક વખતે મારી પાસે એક ધોળું ઘુવડ હતું. તે બહુ હળી ગએલું હતું. અને મારી સાથે રહેવાનું તેને ગમતું. મારે ઘેરથી ઘણે છેટે નહીં એવા એક ઝાડમાં તેનું ઘર હતું, અને હમેશાં મારી મુલાકાત લેવા તે આવતું.

૨. ઘુવડ સૂર્યને ચહાતું નથી, કારણ કે અંધારામાં તે સૌથી સારી રીતે જોઈ શકે છે; પણ મારૂં ઘુવડ મને એટલું ચાહાતું કે તે મને મળવાને દહાડે આવતું.

૩. પોતાના ઝાડને છોડીને રસ્તે થઈને મારે ઘેર કુદતું કુદતું આવતું તેને જોવાની બહુ રમુજ પડતી હતી.

૪. તે જમણી બાજુએ કે ડાબી બાજુએ જોતું નહિ, પણ મારી પાસે આવે ત્યાં સુધી સીધું ચાલ્યું આવતું. હું તેને માંસના કડકા આપતો, અને તે તેને ઘણું પસંદ પડતું.

૫. ખાધા પછી તે કુદતું આવતું, અને જે મેજ ઉપર હું લખતો તે મેજ ઉપર બેસતું. પોતાના પંજામાં તે કલમ પકડતું, અને જાણે પોતાને પણ લખવાની મરજી હોય તેમ સાહીમાં ડોકીઆં કરતું.

૬. પછી તે મેજના મથાળા ઉપર બેસે અને મારી સામે ફરીફરીને આંખ મીચામણા કરે.

૭. ઘુવડ બેસીને આંખ મીચામણા કરતું તે જોવાની ઘણી રમુજ પડતી, ખરેખરી રીતે તે ડાહ્યું હતું તેના કરતાં પણ ઘણું વધારે ડાહ્યું તે જણાતું હતું.

૮. થોડા વખત પછી તે મેજ ઉપરથી નીચે કુદી પડતું. અને બહાર મેદાન

ઉપર જતું, પછી તે પાછું ફરતું અને મારા સામું જોતું, જાણે કે એમ કહેતું હોય કે, "હાલને માટે તો સલામ."

૯. એટલો બધો વખત તે એવું ડાહ્યું દેખાતું કે મને હસવું આવતું, અને જે તેને જુએ તે સઘળાંને પણ હસવું આવતું.

---

## PLAYING AT HORSES.

## (ઘોડા દોડ રમવા વિશે.)

૧. જ્યારે નિશાળનો વખત પુરો થાય છે, અને પાઠ પણ લેવાઈ રહે છે, ત્યારે છોકરાં દોડવા મંડી પડે છે. "હૅરિ, સૅમ. મેરિ, અને ફૅન્, તમે ઘોડા થાઓ અને હું (હાંકનાર) માણસ થઇશ."

૨. આવી રીતે, સૌથી નાના ફ્રેડ્રિકે કહ્યું; ( અને ) છોકરાં તરતજ તેના કહેવા પ્રમાણે દોડયાં: તેની પાસે લગામને ઠેકાણે દોરડું હતું, પણ ચાબકો નહોતો; તેણે જ્યારે 'ગી' કહ્યું કે તરતજ તેઓ કુદકા ભરતાં દોડી ગયાં.

૩. જ્યારે સઘળું કામ પુરૂં થાય, ત્યારે ઘોડાની રમત રમવી તે સૌથી સારી ગમત છે, એમ તે છોકરાં ધારે છે; વારંવાર તેઓ વાડીમાં સીધા થઇને નેળમાંના ઝાડ સુધી દોડે છે, અને પાછાં ઘર તરફ જાય છે.

---

## THE LITTLE BOATMAN.

## ( નાનો હોડીવાળો. )

૧. અહીંઆં એક નાનો હોડીવાળો છે. તે પોતાની બેન એનિ અને તેણી-ના કુતરાને તે તળાવની પેલેપાર હલેસાં મારીને લેઇ જાયછે. છોકરાંને એમ લા-ગેછે કે આપણે તો એક ખરેખરી સફર કરીએ છીએ.

૨. વિલિને મછવો હંકારવો બહુ ગમે છે. પોતાની પાસે પોતાનોજ એક મછવો હોય તે તેને ગમતું. જોકે તે ફકત નાનો છોકરો છે, તોપણ તે સારી રીતે હલેસાં મારી શકેછે.

૩. તે તળાવની બાજુએ નાના ઝુંપડામાં જે હોડીવાળો રહે છે તેનો તે મછવો છે. વિલિ પોતાની મેળે હલેસાં મારતાં શીખ્યો તે પહેલાં ઘણી વખત તે માણસની સાથે હોડીમાં બેસીને જતો હતો.

૪. પછી તેણે એક હલેસાથી હોડી હાંકવાનો પ્રયત્ન કર્યો, અને હલેસાં નાનાં હતાં તેથી તે ઘણી સારી રીતે ફતેહ પામ્યો. પણ પછી જ્યારે દરેક હાથમાં હલેસું લઇ શક્યો, અને પોતાની મેળેજ હોડી હાંકી શક્યો, ત્યારે પોતે ખરેખરો મછવાવાળો હોય એમ તેને લાગ્યું.

૫. હવે વિલિ અને એનિ પોતાના મછવામાં બેશીને ક્યાં જાય છે તે હું તમને કહું, તેઓ કહે છે અમે તો ચીનની સફરે જઇએ છીએ.

૬. દરીઆની પેલી બાજુએ આવેલા ઘણા દુરના દેશો કે જ્યાં ચાહા, ખાંડ અને કાફી થાયછે તે દેશો વિષેની વાર્તા તેમની મા તેમને ઘણી વખત કહેતી.

૭. તેથી કરીને, જ્યારે તેઓ હોડીમાં બેઠાં, ત્યારે એનિએ કહ્યું, "થોડી ચાહા ઘેર લાવવાને વાસ્તે દરીઆમાં થઇને ચીન જવાની રમત આપણે રમીએ."

૮. વિલિએ કબુલ કીધું; અને હવે તેઓ તળાવની પેલી બાજુએ જવાને નીકળી ચુક્યાં છે. જ્યારે તેઓ ત્યાં પહોંચશે, ત્યારે તે જગ્યાને તેઓ ચીન કહેશે, અને એનિ થોડાં પાંદડાં વીણી લેશે અને તેમને ચહાનું નામ આપશે.

૯. હોડીથી તેમને કેવી રમુજ પડતી હશે; એક દિવસે ચાહ વાસ્તે ચીન જવાની રમત રમે તો બીજે દીવસે કાફી લેવા અરબસ્તાન જવાની રમત રમે, અને વળી પછી ખાંડ લેવા અમેરિકા તરફ (જવાની રમત રમે.)

૧૦. કોઈ કોઇ વખત તો પોતાના કુતરા ટ્રોટને પણ પોતાની સાથે લેતાં; મછવાને બુડાડી દેવાની બીકથી તેને ઘણી શાંત રીતે બેશી રહેવું પડતું.

---

## THE DOLL'S HOUSE.

## ( ઢીંગલીનું ઘર )

૧. "ઓહો! મને જેનકાકી તરફથી આવી સુંદર ભેટ મળી છે," એવું લ્યુસિએ પોતાની બેનપણી મેરિ કે જે બપોર ગાળવાને આવી હતી તેણીને કહ્યું.

૨. "તે શું છે તે બાબત તમે શું ધારો છો? ઢીંગલીનું ઘર! આહ, આવી સુંદર ચીજ! આવીને જો. આ રહ્યું જો.

૩. આ ઓરડો છે. જો, તેમાં કેવો સુંદર ચુલો છે! તેને સંકોરવાની સળી અને ચીપીઆ સાથે પાળ પણ છે; અને છાજલી ઉપર નાનું સરખું વાગતું ઘડીયાળ છે.

૪. "અહીંયાં, ઓરડીની વચ્ચોવચ, સુંદર નાનું ગોળ ટેબલ છે, પછી છ ખુરશીઓ, એક પલંગ, અને એક સેતરંજી છે. તે શું એક રાણીને વાસ્તે લાયક નથી?

૫. અહીંઆં ઢીંગલી મીજબાની આપી શકે અને પોતાની સખીઓને ગણી શકે. ઢીંગલીના ઘરમાં ઢીંગલીની મીજબાની કેવી રમુજી દેખાય!

૬. જ્યારે તું મને મળવા આવે ત્યારે તારી ઢીંગલી લેતી આવીશ? મેરીએ કહ્યું કે "હા હું લેતી આવીશ;" અને પછી ઓરડામાં દરેક ચીજ જોઇને, બીજી ઓરડીમાં જોવા વળયાં.

૭. લ્યુસિએ કહ્યું, "સુવાની ઓરડી આ બાજુએ છે. અહીંઆં ઓશીકાં, ચાદરો. અને ધાબળીઓ સાથે પથારી છે. ખાનાંના મથાળા ઉપર એક સુંદર મોં જોવાનો તકતો છે."

૮. પોતાની બેનપણીની રમવાની ચીજોથી મેરિ ઘણી ખુશી થઇ, ઢીંગલીને તેણીના પોતાનાજ ઘરમાં સુવાડવાનો તેમને સારો વખત હતો.

---

## WHAT RAIN IS FOR.

## ( વરસાદ શા સારૂ આવે છે. )

૧. વરસાદનાં ટીપાં મોટાં અને ઝડપથી પડવા લાગ્યાં એટલે મેરિએ ચાર્લિ અને એનિને કહ્યું! "દોડો! દોડો! તેઓ સઘળાં વાડ પાસે દોડી ગયાં, અને ઘાડી ઝાડી તળે ભરાઇ ગયાં. નાના ચાર્લિએ વરસાદનાં ટીપાં ઝીલવાને પોતાનો હાથ બહાર ધર્યો.

૨. વાડીમાંનાં ઝાડો ઉપર અને ફૂલો ઉપર મોટાં ટીપાં પડતાં એનિએ જોયાં એટલે તે બોલી, " મને વરસાદ પસંદ નથી. "

૩. તેણીની બેન મેરિએ કહ્યું. " પણ, વરસાદ શાશારૂ આવે છે તે તને ખબર છે ? "આ ઝાપટાથી ફાયદો થશે, તેથી તે જોઇને હું ઘણી ખુશી થઈછું."

૪. એનિએ પૂછ્યું, " વરસાદને જોઇને તું ખુશી થઇ છું ? વરસાદથી કોઇપણ માણસ ખુશી થાય એવું મેં નહોતું ધાર્યું; મને તો કોઇપણ દિવસ વરસાદ પસંદ પડયોજ નથી. "

૫. તેણીની બેને કહ્યું, " હું ધારૂં છું કે તું સફરજન, પીઅર નામનાં ફળ, અને આલુ. અને સુંદર ફૂલ ચાહે છે ? "

તેણીએ કહ્યું, " હા, હા; એ તો દરેક જણ ચાહે છે, પણ તેમને વરસાદની સાથે શો સંબંધ છે ( પણ તેમને વરસાદનું શું કામ છે ? )

૬. તેણીની બેને કહ્યું, " વરસાદને તેમની સાથે કાંઇ સંબંધ છે. તેનાથી ઝાડ અને ફૂલો ઉગે છે. "

૭. જો, વરસાદના એક ઝાપટા પછી તેઓ કેવાં તાજાં થયાં છે; અને ફૂલોની કેવી સરસ સુગંધ આવે છે! જો વરસાદ ન આવે તો, તેઓ બધાં મરી જાય ( કરમાઇ જાય ).

૮. એનિના ધ્યાનમાં આ સઘળું આવ્યું, અને જોકે તેણીને વારંવાર માલુમ પડતું કે વરસાદથી તેણીને રમતાં રોકાઇ રહેવું પડતું (વરસાદ તેણીને રમવા દેતો નહી), તો પણ, તે વિષે તેણી ફરીથી કોઇ દિવસ બડબડી નથી.

૯. વરસાદનાં ટીપાં શું કહેછે તે તમે જાણો છો! હું તમને કહીશ:–"પિટર પૅટર, પિટ, પૅટ, એવું વરસાદનાં ટીપાં કહે છે; ( અને કહે છે કે ) આજ અમે ચાર્લિ છોકરાને રમવા દેઈશું નહી.

૧૦. "પિટર, પૅટર, પિટ, પૅટ. અમે સઘળી મોરીઓ ભરી નાંખીએ છીએ, અમે બારીના કાચ ઉપર ગબડીએ છીએ, અને ભીંત ઉપર નાચીએ છીએ.

૧૧. જો તમે તમારૂ નાક આગળ ધરો, તો તે ઉપર પણ અમે કુદીએ છીએ; અને તમારા સુંદર નવા ઝભ્ભા ઉપર પડીએ છીએ, અને તમને તદન પલાળી નાંખીએ છીએ. •

૧૨. આપણો ઝુચ્ચો નાનો ચાર્લિ આજ બહુ આડો થયો છે; તે કહે છે કે "નઠારાં વરસાદનાં ટીપાં ! તમે કેમ રહી જતાં નથી"

૧૩. પણ ચાર્લિએ ભલા થવું જોઈએ, અને વરસાદનાં ટીપાંને એવી રીતે ઠપકો આપવો જોઇએ નહીં. ફૂલોને ઉગાડવાને તેમને વાદળાંમાંથી જે મોકલે છે તે પરમેશ્વર છે.

૧૪. જ્યારે તેઓ બંધ પડશે, અને સૂર્ય ફરીથી ઉગશે ત્યારે કાલે આ સઘળાં તાજાં સુંદર ફૂલો વરસાદને કેટલો બધો ચઢાવછે તે તમને તે ( ફૂલો ) કહેશે.

---

# THE GARDEN SWING.

## (વાડીમાંનો હીંચકો)

૧. દરેક નાનો છોકરો કે જે આ સુંદર ચિત્રમાં જુએ છે, અને ખુબ હીંચકા ખાવામાં જે ગમત છે તેનો વિચાર કરેછે ત્યારે તે બોલેછે કે " સાબાસ ! "

૨. ફ્રેડ પોતાની નાની બેનને કેવી સંભાળથી પડતી અટકાવે છે તે જ્યારે દરેક નાની છોકરી જુએ છે ત્યારે તે કહે છે કે, " કેવું સુંદર ! "

૩. હિંચકા ઉપર કેવી મજાની મોટી બેઠક છે તે જૂઓ ! તે એવડી મોટી છે કે તેમાં તે બંને જણ માય છે ( બેસી શકે છે. )

૪. જે દોરડાંથી હીંચકાને ઝાડની એક ડાળે બાંધેલો છે તે દોરડાં કેવાં જાડાં અને મજબુત છે. તમે ડાળને જોઈ શકતા નથી, તેથી મારે તમને કહેવું જોઇએ કે તે તમારા શરીર જેટલી જાડી છે.

૫. તેમના બાપે તે હીંચકો કર્યો હતો; અને જ્યારે તે તૈયાર થયો હતો, ત્યારે તે ( હીંચકો ) સલામતી ભરેલો હતો કે નહીં તેની ખાતરી કરવાને તે પોતે તેની અંદર બેઠો. પછી ફ્રેડે પોતાની જીંદગીમાં ખાધા નહીં હોય એવા મોટા હીંચકા તેને તેણે ખવરાવ્યા.

૬. દોરડાંને મજબુત પકડવાનું તેને કહીને, તેના બાપે કહ્યું, "એક, બે, ત્રણ." અને જ્યાં સુધી ફ્રેડે ચાલીસવાર ગણ્યા ત્યાં સુધી ઉપર ને નીચે, હીંચકા ખવા.

૭. તેના પગ જમીનને અડકતા નહીં; અને કોઇ કોઇ વખતે તો હીંચકો બહુ જલદીથી જતો. પણ તમે એમ ધારો છો કે તે બીહીતો હતો ? ના, મારા નાના દોસ્તો.

૮. ફ્રેડ લગાર પણ બીધો નહીં, અને વળી જ્યારે હીંચકો એટલે ઉચે જતો કે તે પોતાના પગથી ઝાડની ડાળીને અડકી શકે, ત્યારે પણ તે લગારે બીહીતો નહીં. તે બીહતો નહી, કારણકે તેનો બાપ હીંચકા નાંખતો હતો, અને તેની સંભાળ લેવાને ત્યાં હાજર હતો.

૯. જે દીવસે મે ત્રણ વરસની થઇ, ત્યારે ફ્રેડ તેણીને પહેલ વહેલો હીંચકો ખવડાવવાને લઇ ગયો. ફ્રેડ મે કરતાં એટલો બધો મોટો છે કે જ્યારે તેણીને તેની સંભાળ નીચે મુકેલી હોય ત્યારે પોતે ( ફ્રેડ ) માણસ હોય એમ તેને લાગે છે.

૧૦ મે લગાર બીહે છે. તેણીને બેઠક જમીનથી બહુ દુર લાગે છે. જુઓ. તેણી ફ્રેડની કેટલી પાસે બેઠેલીછે, અને તેણીએ દોરડાંને કેવું મજબુત પકડ્યું છે !

૧૧. હવે તેઓ હીંચકા ખાવા લાગ્યાં છે, પણ કેવા ધીમેથી—એવા ધીમેથી કે હીંચકો હાલે છે તેવું મેને ભાગ્યેજ જણાય છે.

૧૨. તેઓ હીંચકા ખાય છે તે વખતે, ફ્રેડ ગાય છે—

"ઉપર અને નીચે, ઉપર અને નીચે;<br>
આહીંઆં અમે આમ તેમ હીંચકા ખાઇએ છીએ !"

---

## A GOOD LITTLE GIRL.

## ( એક ભલી નાની છોકરી. )

૧. એક ઘરડો માણસ કે જેનાથી ભાગ્યેજ ચાલી શકાતું તેવો માણસ,

જે વખતે બે નિશાળે જતા છોકરાને મળ્યો, ત્યારે પવન બહુ સખત વાતો હતો.

૨. જેવા તેઓ તેની આગળ થઇને ચાલ્યા ગયા, તેજ વખતે પવનથી તે બુઢા માણસની ટોપી ઉડી ગઇ. ઝપાટા બંધ તે રસ્તા ઉપરથી ખેંચાઇ ગઈ, પણ તે ઘરડો માણસ તેની પાછળ દોડવાને અશક્ત હતો.

૩. તે ઘરડો માણસ બોલી ઉઠયો, "(મારા) છોકરાઓ, મહેરબાની કરીને ઉભા રહો, અને મારી ટોપી ઉપાડી લ્યો; નહીં તો મને બીક લાગે છે કે મારાથી તે થઇ શકશે નહીં."

૪. પણ તે છોકરાઓ શાંત ઉભા રહ્યા, અને ફક્ત હસ્યા. તેઓએ ધાર્યું કે ટોપી ઘસડાઇ ગએલી જોવાની ઠીક રમુજ પડે છે.

૫. તેજ વખતે લ્યૂસિ સ્મિથ નામની એક નાની છોડી કે જે તેજ નિશાળે જતી હતી, તે ત્યાં આગળ દેખાઇ, કહેવાની વાટ જોયા વગર તે એકદમ દોડી અને ટોપી પકડી લીધી.

૬. પછી તેણી તે ટોપીને તે ઘરડા માણસ પાસે પાછી લાવી, પણ તે તેને આપ્યા પહેલાં, તેણીએ સંભાળથી સાફ કરી.

૭. જેવી તેણે તેણીની પાસેથી પોતાની ટોપી લીધી તેવોજ તે બોલ્યો, "મારી વહાલી (છોકરી), હું તારો ઉપકાર માનું છું. એક ઘરડા માણસ તરફની તારી કૃપાને માટે તારો આભાર માનું છું."

૮. તે છોકરાઓ અને તે છોકરી નિશાળે ચાલ્યાં ગયાં. પણ (તેમના) શિક્ષકે એક બારીમાંથી તેમને જોયાં હતાં.

૯. જ્યારે પાઠ પુરા થયા, ત્યારે સઘળાં છોકરાંને તેણે એકઠાં કર્યાં, અને તેમને તે ઘરડા માણસની ટોપી વિશે સઘળું કહ્યું, પછી તે પોતાના મેજ પાસે ગયો, અને માંહેથી એક સુંદર ચિત્રની ચોપડી કાઢી, જે તેણે તે નાની છોકરીને તેણીના દયાના કામને માટે આપી.

૧૦. ચોપડીની અંદર આ શબ્દો હતાઃ—

(લ્યૂસિ સ્મિથ.)

તેણીના શિક્ષક તરફથી એક ભેટ.

"દયાના નાના કામો, અને પ્યારના થોડા શબ્દો,

ઉપરના સ્વર્ગની માફક, આ પૃથ્વીને ઇડન (ની વાડી જેવી)બનાવે છે."

૧૧. તે છોકરાઓ, કે જેમણે તે બુઢાની મશ્કરી કરી હતી, તેમને શરમ અને દિલગીરી લાગી.

---

## WASHING DAY.

## ( ધોવાનો દિવસ. )

૧. લ્યૂસિ અને જેઇન નામની બે નાની છોકરીઓ પોતાની મા સાથે ગામડામાં એક ઝુંપડામાં રહેતી હતી.

૨. એક દિવસે તેઓ પોતાની ઢીંગલીઓ સાથે રમતી હતી. તેઓ કોઈ ચીજ બાબત વાતોમાં ગુંથાએલી હતી, તેવામાં તેમાંની એકે કહ્યું, " ચાલો આપણે જઇને માને પૂછીએ."

૩. તેઓ સાથે ઘરમાં ગઇ, જ્યાં તેમની મા શીવતી હતી, અને લ્યૂસિએ કહ્યું, " જો તમે મહેરબાની કરો તો, અમે એક ધોવાનો દિવસ રાખીએ."

૪. તેમની માએ કહ્યું, " ધોવાનો દિવસ ! નાની છોકરીઓને ધોવાના દિવસનું શું કામ હોય ?"

૫. જેઇને કહ્યું, " અરે, મહેરબાની કરીને એક ધોવાનો દિવસ અમને રાખવા દોઃ કારણ કે અમારી ઢીંગલીઓનાં લુગડાં એટલાં મેલાં થઇ ગયાં છે કે, તે જોવાને લાયક નથી."

૬. તેમની માએ કહ્યું. " મેલાં, શું તેઓ મેલાં છે ? ત્યારે તો તમે તે ધુઓ; પણ તમારાં પોતાનાં લુગડાં પલાળશો નહીં."

૭. રસોડામાં તેમને એક નાનું પીપ, થોડુંક ઉનું પાણી, અને સાબુનો એક કડકો મળ્યો. પછી તેઓ કપડાં સુકાવવાના લીલા ઘાસ મેદાનમાં ગઇ.

૮. બને ઢીંગલીઓનાં ધોળાં કપડાં ઉતારી લેવામાં આવ્યાં, અને પછી પીપમાં નાંખવામાં આવ્યાં લુગડાં વગર ઢીંગલીઓ કેવી રમુજી દેખાય છે!

તેમાંની એકપાટલી નીચે જમીન ઉપર પડેલી છે, અને બીજી પાટલીને અટે- લીને સીધી બેઠેલી છે.

૯. જ્યાં સુધી લુગડાં તદન સાફ થયાં ત્યાં સુધી લ્યૂસિએ તેમને ધોયાં અને (સાબુથી)મસળયાં, અને તેમને સુકવવાને માટે એક દોરડા ઉપર લટકાવ્યાં.

૧૦ જ્યારે ઢીંગલીઓને ફરીથી તેમનાં સ્વચ્છ લુગડાં પહેરાવ્યાં, ત્યારે તેઓ બે નાની રાણીઓ જેવી દેખાઇ.

૧૧. એક નાની છોડીને સારૂ આ એક અઠવાડીઆનું કામ છેઃ—સોમ- વારે, કે જ્યારે દિવસ સ્વચ્છ હોય ત્યારે હું મેલાં લુગડાં ધોઉં છુંઃ (અને)જોકે વરસાદ આવે અથવા બરફ પડે તોપણ મંગળવારે તેની અસ્તરી કરી શકું છું

૧૨. બુધવારે મારાં લુગડાં હું દુરસ્ત કરૂં છું, અને વળી મને તે હમેશાં પસંદ પડે છે; ગુરૂવારે હું મારી બેનપણીઓને મળું છું—મારે બીજું કાંઇ કરવાનું હોતું નથી. [ જોને ગોઠવવાનો વખત છે.

૧૩. પછી શુકરવાર તે સાફ કરવાનો, કચરો કાઢી નાંખવાનો, અને ચી- શનીવારે હું ફરવા જઉં છું, અને ત્યારે (મારી) નજર આગળથી સઘળું કામ દૂર કરૂં છું. [ સૌથી સારો છે.

૧૪. અને રવીવાર તે આરામનો દિવસ છેઃ આખા અઠવાડીઆમાં તે

---

## PUSS IN THE GARDEN.

## ( બાગની અંદર બિલાડી. )

૧. બિલાડી કયાં છે ? આહા ! હું તેને દેખું છું. તે બાગમાં ગઇ છે. તમે તેણીને ફૂલોની નીચે સૂતેલી નથી જોતા ?

૨. ત્યાં તેણી ઘણીવાર સુઇ રહે છે, કોઈ કોઇ વખત તો, તે લાંબા, રળી- આમણા, ઉનાળાના દિવસોમાં કલાકના કલાકો સુધી ત્યાં રહે છે.

૩. જ્યારે તે ભૂખી થાય છે, ત્યારે તે વાડીના છેડે ધીમેથી જાય છે. ત્યાં પડી રહે છે, અને નાનાં પક્ષીઓની રાહ જુએ છે.

૪. એક દિવસે, જે વખતે હું વાડીમાંની બેઠક ઉપર બેઠો હતો, ત્યારે મેં

કેટલાંક પક્ષીઓને નાની ઝાડીઓમાંથી બહાર કુદી આવતાં અને અંદર જતાં જોયાં.

૫. થોડા વખત પછી, મેં બિલાડીને ફૂલો નીચેની તેણીની જગ્યાએથી ઉઠતાં અને છાનીમાની જતી રહેતાં જોઈ. [નીચે ધીમે રહીને ભરાઇ ગઈ.

૬. તેણી રસ્તાની નીચે ગઇ નહીં. પણ ફૂલોની પાછળ અને ઝાડોની

૭. જ્યારે તેણી તે જગ્યાએ આવી પહોંચી, ત્યારે તેણી એક ખીચો ખીચ ઝાડી પાછળ સંતાઇ રહી, અને પક્ષીઓની રાહ જોતી બેઠી.

૮. ધીમે ધીમે તે પક્ષીઓમાંનું એક લીલા ઘાસ ઉપર ઉડી નીચે આવ્યું, અને પોતાને ફાવ્યું તેમ આમ તેમ કુદવા લાગ્યું.

૯. એક ક્ષણમાં લુચ્ચી બિલાડીએ કુદકો માર્યો, અને મેં ધાર્યું કે તે બિચારૂં પક્ષી તેણીના તીણા પંજામાં પકડાઇ ગયું.

૧૦. પણ તે બિલાડી તે વખતે તો વધારે મોડી આવી, અને જેવું મેં તે નાના પક્ષીને પોતાના સાથીઓ સાથે દૂર ઉડી જતું જોયું કે તરતજ ખુશીમાં આવી જઇને મેં મારે હાથે તાળી પાડી.

૧૧. વાડીની દીવાલોની પેલી બાજુએ લીલા ખેતરોમાં તરતજ તેઓ સહીસલામત હતાં. તેઓ ઉડી જાય છે તે વખતે બિલાડી તેમના તરફ જુએ છે, તે તમે જુઓ છો ?

૧૨. બિલાડીઓને બીજા પ્રાણીઓ ખાઇને ગુજરાન ચલાવવા બનાવેલી છે. જોકે તેઓ ફક્ત ઉંદરો અને નાનાં પક્ષીઓ પકડે છે, તોપણ તેઓ શીકારી પ્રાણીઓ છે.

૧૩. જે શીકારી પ્રાણીઓ છે એવાં બીજાં કોઈ પ્રાણીઓ તમે જાણો છો? હા: ગર્જના કરતો સિંહ શીકારી પ્રાણી છે, તેમજ વિક્રાળ વાઘ પણ છે.

## THE BOY THAT LIKED PLAY.

### ( જે છોકરાને રમવું ગમતું તે. )

૧. ઉનાળાના એક રળીઆમણા દિવસે, એક બહુ નાના છોકરાને તેની માએ નિશાળે મોકલ્યો. પણ તે જાણતી હતી કે તે રમવાનો (બહુ)શોખી છે; તેથી તેણીએ તેની (તે છોકરાની) બેનને તેની સાથે જવાનું કહ્યું.

૨. તે દહાડે બહુ ગરમી પડી હતી, અને તે છોકરાએ પોતાની બેનને કહ્યું કે "નિશાળે જવા કરતાં મારી સાથે નદી કીનારે રમવામાં વધારે મજા પડશે."

૩. તેણીએ કહ્યું, " ના, ના, મને રમવાનો વખત નથી. હું તને નિશાળે મુકી આવું, ત્યાર પછી માને વાસ્તે ઉન, સોયો, અને બીજી ઘણી ચીજો ખરીદવાને મારે ગામમાં જવું પડશે. તેણીએ અને મારે કામ કરવું જોઇએ, અને ખાવાનું વેચાતું લેવાને પૈસા મેળવવા જોઇએ.

૪. પછી તે છોકરાએ એક મધમાખીને એક ફૂલ ઉપરથી બીજા ફૂલ ઉપર ઉડતી જોઈ, અને કહ્યું, " મને તો મધમાખી થવાનું ગમશે, અને કાંઇપણ કરવાનું ગમશે નહીં—(તેમજ) જોડણી ગોખવાનું કે લખવાનું કાંઈપણ નહી."

૫. તેની બેને કહ્યું, " આહા! તે મધમાખી આળસુ નથી; જ્યારે શિઆળામાં ફૂલો નહીં થાય, તે વખતને માટે એકઠું કરવાને તે મધ મેળવે છે." અને (પછી) મધમાખી પોતાના મધ સાથે ઉડી ગઈ.

૬. થોડા વખત પછી તેઓએ એક પક્ષીને ગાતું સાંભળ્યું; અને તે છોકરાએ કહ્યું, " મને ખાતરી છે કે તે પક્ષીને કશું કરવાનું નથી. મને તો આખો દિવસ અહીંઆં ઝાડો નીચે રહેવાનું અને તેનું મધુર ગાયન સાંભળવાનું ગમશે."

૭. પણ તેની બેને કહ્યું, " જો, તે પક્ષીએ પરાળના થોડા કડકા વીણી લીધા છે, અને તે હવે તેના માળામાં લઇ જાય છે, તેને પરાળથી, પીંછાંથી, અને લીલથી માળો બાંધવાનો છે, અને તેથી આળસુ થવાનો તેને વખત નથી."

૮. તેઓ દૂર ગયાં નહીં તેટલામાં તો તેઓએ રસ્તાની બાજુએ એક કુતરાને જોયો; અને તે છોકરાએ કહ્યું, " આ કુતરાની સાથે હું ન રમું ? કારણ કે તેને કશું કરવાનું હોય એમ જણાતું નથી."

૯. એટલામાં તો એક માણસે મોઢેથી એક સીસોટી વગાડી. તે કુતરો એકદમ ઉઠયો, અને જે ઘેટાં તે (માણસ) ખેતરમાં હાંકી જતો હતો તે હાંકવામાં તેને મદદ કરવાને દોડી ગયો.

૧૦. હજુ પણ આગળ જતાં, તે છોકરાએ એક ઘોડો જોયો, અને(તેણે) કહ્યું, " તેને કાંઇ કરવાનું હશે નહીં, તેથી હું જઇને તેની સાથે રમીશ." પણ

જેવો તે આગળ ગયો, તેવોજ એક માણસ તે ઘોડાને લેઇ ગયો.

૧૧. આમ કર્યું તે વખતે તેણે તે છોકરાને કહ્યું "મારા નાના માણસ મારા ઘોડાએ મારાં ખેતર ખેડવાં જોઇએ. મને પૈસા મળે, માટે મારે દળવાને અને વેચવાને અનાજ જોઇએ."

૧૨. પછી, જ્યારે તે છોકરાએ જોયું કે દરેક મધમાખી, પક્ષી, અને પશુને કાંઇપણ કરવાનું છે, ત્યારે તેણે પોતાની બેનને કહ્યું "વારૂ. હું નિશાળે જઇશ અને મારા પાઠ શીખીશ."

૧૩. "જ્યારે હું ઘેર જઇશ, ત્યારે હું સુઈ જાઉં તે પહેલાં, મા મને બીજા છોકરા સાથે રમવા દેશે," આવું કહીને, તે નિશાળે દોડી ગયોઃ અને તેની બેન પણ પોતાનાં કામ કરવા જતાં ખુશી થઇ.

---

## THE WOUNDED BIRD.

## ( જખમી થએલું પક્ષી. )

૧. એક દહાડો એક છોકરો જેનું નામ ફ્રૅન્ક કરીને હતું તેણે એક ગરીબ નાના પક્ષીની જીંદગી બચાવી જેને બિલાડીએ વાડીમાં પકડયું હતું.

૨. જેવી બિલાડીએ ફ્રૅન્કને આવતાં જોયો તેવીજ તે તરત દોડી ગઈ. તેણે તે પક્ષીને પોતાના મોંમાંથી નાખી દીધું.

૩. જ્યારે તે જમીન ઉપર હાંફતું પડેલું હતું ત્યારે ફ્રૅન્કે તેને ઉચકી લીધું. ગરીબ ચીજ ! તેને જોવું એ દલગિરી ભરેલો દેખાવ હતો.

૪. તે તેને ઘરમાં લઈ આવ્યો, અને અમે તેને પાંજરામાં મૂક્યું; પણ તે પોતાના કેદખાના જેવા ઘરમાં સુખી જણાયું નહિ.

૫. અમે તેને કેટલાંક અઠવાડીઆં સુધી ઘરમાંજ રાખ્યું, અને પછી એક દહાડો તેને છોડી મૂકવાને અમે તેને વાડીમાં લઇ ગયા.

૬. અમે પાંજરાનું બારણું ઉઘાડયું, અને તે પક્ષી શું કરે છે તે જોવાને, તેનાથી થોડેક છેટે ઉભાં.

૭. અરે, તે કેવું સુખી હતું તે જોવું એ સુંદર દેખાવ હતો ! તે બા-રણા આગળ એક પળ સુધી બેઠું અને પછી વાડીમાં એક ઝાડની ડાળી ઉપર ઉડી ગયું.

૮. જાણે સલામ કરતું હોય, તેમ અમારી તરફ તેણે પોતાનું નાનું માથું ફેરવ્યું; અને પછી પોતાની પાંખો ફેલાવીને હવામાં ઉંચે ચઢયું અને જંગલ ભણી ઉડી ગયું.

૯. એની પછી આસરે એક અઠવાડીએ ફ્રેન્ક અને હું એક બારી આગ-ળ બેઠાં હતાં જે ઉપરથી વાડીમાં દેખાતું હતું.

૧૦. એકાએક ઝાડોની અંદર એક પક્ષીને અમે ગાતાં સાંભળ્યું. બહાર જોતાં અમને માલમ પડયું કે અમારો નાનો મિત્ર અમારી આગળ પાછો આવ્યો હતો.

૧૧. ફ્રેન્ક વાડીમાં ખાલી પાંજરૂં લઇ ગયો. તેણે તેમાં બીઆં અને પાણી મૂકયાં, અને કહ્યું " ચાલો આપણે જોઇએ કે પક્ષી પોતાનું જુનું ઘર પાછું ઓળખશે. "

૧૨. અમે બેસીને તપાસ્યું, અને જલદીથી અમારા નાના મિત્રને પાંજરા આગળ નીચે ઉડી આવતાં દીઠું. તે અંદર ગયું, અને જે ખોરાક ફ્રે-ન્કે ત્યાં મૂકયો હતો તે ખાધો.

૧૩. અમે તેને પાછું બંદીવાન કરવા નહિ, પણ કોઇબી વખતે ધાસ્તી વગર અમારી આગળ પાછું આવતાં શીખવવાને ઇચ્છયું.

૧૪. તે પાંજરાને પુષ્કળ ખોરાક અને પાણીના એક ગલાસ સાથે વાડી-માં મૂક્યું. દરરોજ અમે અમારા નાના મિત્રને ઉઘાડે દરવાજેથી પોતાના ભોજન આગળ જતાં જોયું.

૧૫. એક દીવસ તે પોતાની સાથે બીજા પક્ષીને લાવ્યું; અને અંદર અને બહાર કુદતાં, અને જે ખોરાક અમે ત્યાં મૂકયો હતો તે ખાતાં, તેઓ બંને કલાકો સુધી તે પાંજરાની આસપાસ રમતાં હતાં.

૧૬. તેઓની મરજી પ્રમાણે આવવા જવાને તેઓને છુટાં મૂકયાં હતાં, જ્યારે અમે તે સુખી ઉનાળાના લાંબા દીવસોમાં વાડીની બારીએ બેસતાં, ત્યારે તેઓ ઘણાએક મધૂર ગાયન અમારી આગળ ગાતાં.

૧૭. પક્ષી ગા, મારી આગળ એક ગાયન ગા. ત્યાં એક એવો છે કે તારે માટે સંભાળ રાખે છે; દરરોજ તેનો મજબુત જમણો હાથ ઇજાથી તને અને મને બન્નેને બચાવે છે.

## GUESS.

## ( અટકળ કરો. )

૧. હું બે સુંદર ખુશબોદાર ફુલો જોઉં છું, જે બરફ જેવાં સફેદ છે, જેને મા ચાહે છે અને આવી રીતે બોકી કરે છે: તેઓ સોના અને જમીન કરતાં વધારે વહાલાં છે; મને તે ફુલોનું ઉખાણું કહો:—બચાંના હાથ.

૨. ઉનાળાની સઘળી કળીઓ કરતાં ઘણીજ વધારે ખુબસુરત ગુલાબની કળી હું જાણું છું; જે દક્ષીણ તરફના મધૂર પવન કરતાં વધારે મધૂર છે. મને તે ગુલાબી કળીનું ઉખાણું કહો:—બચાંનું મોહોઢું.

૩. હું એક જગા જાણું છું, જ્યાં દહાડો પુરો થયા પછી ઘણો લાંબો વખત સુધી સુરજ પ્રકાશે છે; અરે, ત્યાં શોભવાને તે કેવો ચાહે છે! મને તે પ્રકાશનું ઉખાણું કહો—બચાંના વાળ.

૪. બે બારીઓ છે જ્યાં હું મારા પોતાના ખુશી ભરેલા ચેહેરાને મારી તરફ પ્રકાશતાં જોઉં છું. આ બારીઓ જુન મહીનાના પોતાના આકાશની પેઠે પ્રકાશે છે: મને એ ઉખાણું કહો:—બચાંની આંખો.

## THE HARVEST MOUSE.

## ( કાપણીની મોસમનો ઉંદર. )

૧. કાપણીની મોસમનો ઊંદર એક સુંદર નાહાનું પ્રાણીછે જે આપણા ખેતરોની આસપાસ દોડે છે. તે લંબાઇમાં આસરે બે ઇંચ મોટો છે; અને ભુરા રંગના વાળની તેની ચામડી એટલી નરમ અને જાડી હોય છે કે તે મખમળ જેવી લાગે છે.

૨. તમે એવું વિચારતા હશો કે માત્ર પક્ષીઓજ માળા કેમ બાંધવા તે જાણે છે; પણ કાપણીનો ઉંદર તે કેમ બાંધવો તે જાણે છે.

૩. કોઇ પક્ષી આ ઊંદર કરતાં વધારે સારૂં અથવા વધારે સુંદર ઘર પોતાના નાનાં બચાંઓને વાસ્તે બાંધી શકતું નથી.

૪. જેમ તમે ચિત્રમાં જુઓ છો તેમ, તમે તેને કાંટાના ઝાડ ઉપરથી લટકતું અથવા ઘઉંનાં બે ત્રણ સાંઠાઓની આસપાસ લપેટાએલું કોઇ કોઈવાર જોશો.

૫. માળો સુકા ઘાસની, બાંધેલી નાની ગોળ ચીજ છે. તે એટલો તો સાંકડો અને મજબુત છે કે તેમાંના એકને ટેબલ ઉપર આગીગમથી પેલી ગમ ગબડાવ્યો છે, અને તોપણ અંદરના આઠ નાના ઉંદર બહાર પડી ગયા નથી.

૬. બાકું એટલું તો નાનું હોયછે કે ઉંદર અંદર કે બહાર કેમ જઇ શકતો હશે એ આશ્ચર્ય લાગે છે. આ છુપો ભેદ કાપણીનો ઉંદર પોતેજ જાણેછે.

૭. જ્યારે શિઆળો નજદીક આવે છે, ત્યારે તે ડાહ્યું નાનું પ્રાણી પોતાનું ઉનાળાનું ઘર છોડી જાય છે અને જમીનની નીચે શિઆળાનું ઘર ખોદી કાહાડે છે.

૮. તે આ ઘરને નરમ અને ઉંફાળું કરવાને, ઘાસ અથવા કાંટીની રૂવાંટીથી અસતર કરે છે; અને અંદર જતાંજ, તુરત તે ઉંઘમાં પડે છે.

૯. વસંત ૠતુનો વખત આવે ત્યાંસુધી તે કદી જાગરૂત થતું નથી, અને તે માટે તે હીમ અને બરફ વિશે કશું જાણતું નથી.

૧૦. તે નાનો કાપણીનો ઉંદર જે જીંદગી ગુજારે છે તેને વાસ્તે પરમેશ્વરે તેને લાએક બનાવ્યો છે.

---

[ विद्यार्थीओना खपनी चोपडीओनी जाहेरखबर. ]

| | |
|---|---|
| પાઠમાળા ૧ લાની નોટ ૦-૨-૦ | પાઠમાળા ૩ જાની નોટ ૦-૩-૦ |
| પાઠમાળા ૨ જાની નોટ ૦-૨-૬ | ત્રણેચોપડીઓનું પોસ્ટેજ ૦-૦-૬ |

**इंग्रेजी गुजराती डिक्षनरि कि. रु. १-८-० पो. ०-६-० जूदुं.**

પ્રાથમરથી તે ઠેઠ સાતમી ચોપડી શિખતાં સુધી ખપમાં આવે તેવી આ એક સસ્તી ડિક્ષનરિ છે, વળી તે શુદ્ધ જોડણી,ગુજરાતીમાં ઉચ્ચાર, વ્યાકરણ,ગુજરાતીમાં અર્થ,અન્તર્વંરૂંઝ, પ્રિફિક્સ, સફિક્સ. ઇડિઓમૅટિક ફ્રેઝીઝ,લેટિન રૂટસ વિગેરે બીજી કેટલીક જાણવા લાયક નોટ વાળી;સારા ઇંગ્લીશ કાગળમાં ઝીણાઅક્ષરે છપાવેલી; પચાશ ફરમાની.અને વિલાયતી પુંઠાથી બાંધેલીછે. મૂળ કિમ્મત અઢી રૂપીએ ઘણી ડિક્ષનરિઓ વેચાયા પછી ચડસા ચડસી થવાથી કિમ્મત ઘટાડીનેજ વેચવા કાઢીછે.

**पल जि. पटेल कृत गुजराती इन्दु.इंग्लिश पोकेट डिक्षनरि**

**કિં. રૂ. ૧-૮-૦ પોસ્ટેજ વિગેરે ૦-૫-૦ જૂદું.**

આ ડિક્ષનરિના અક્ષર બારીકમાં બારીક હોવાથી થોડામાં ઘણું સમાયું છે. ખરીદનારને બન્ને તરફથી લાભ છે. કારણ તે ડિક્ષનરિ એકતો સોંઘીછે અને બીજી રીતે સારી છે. પાનાં ૧૦૪૦ છે!!

☞ બન્ને ડિક્ષનરીઓ સાથે મંગાવનારને રૂપીએ આના પ્રમાણે કમીશન કાપી આપવાનો રિવાજ રાખેલો છે.

**स्कॉलर्स रजिस्टर किं. ०-१-० पोस्टेज ०-०-६.**

**इंग्रेजी** શિખવા શિખવવામાં મરેઠી પાઠમાળાઓ ઘણીજ સારી હોવાથી વાંચવા મંગાવનાર સાહેબોને વિનંતી પૂર્વક જણાવવાનું કે તે ગુજતીમાંજ છપાવવામાં આવી છે. કિમ્મત પણ સસ્તીજ રાખવામાં આવી છે.

| | | | |
|---|---|---|---|
| પહેલા ધોરણમાટે ભાગ ૧ લો. | કીમત ૦-૩-૦ | પોસ્ટેજ | ૦-૦-૬ |
| બીજા ,, ,, ૨ જો. | ,, ૦-૪-૦ | ,, | ૦-૦-૬ |

☞ પહેલા ધોરણમાં શિખવવાની પાઠમાળામાં એ. બી સી. થીજ શરૂ કર્યુંછે.

| | |
|---|---|
| MOTILAL MAGANLAL Shah | મોતીલાલ મગનલાલ શાહ, |
| Bookseller & Stationer | બુકસેલર ઍન્ડ સ્ટેશનર |
| Richey Road-*Ahmedabad.* | રીચીરોડ-**અમદાવાદ.** |